# બેઝિક ઇંગ્લિશ પ્રાથમિક પરિચય

[ 'Basic Step by Step'ના પરિચય સહિત ]

> ?' એ એક મુખ્ય પ્રશ્નને અંગે ઉપસ્થિત થતા બધા પુસ્તિકામાંથી મળશે. તેથી આ પુસ્તિકા તમારા હાથમાં આવે તે દિવસ તમારી જીવનકથામાં લાલ અક્ષરે લખવા જેવો બની જશે.

## અનુક્રમ



: ઇંગ્લિશ ક્લાસ
લાઠી · કાઠિયાવાડ

[ બે આના ]

# બેઝિક શબ્દો

[ આ નીચે આપ્યા છે તે બધા બેઝિક શબ્દો જ છે. એમાંના ઘણા તમને અત્યારે પણ પરિચિત હશે. ખાત્રી કરી જુઓ. એ પછી એટલા બીજા શીખવાના રહે છે. ]

1 Brain, nerve, head, face, hand, skin, bone, cough; body, hair, foot, lip, tooth, heart, muscle, chest, blood, toe, mouth, stomach.

2 Pain, chance; disease.



meat,

jewel,

tamp,
asket.
pring,

wood.

...oom, window, door.

17 Line, circle, slope, point; hole.

18 Side, top, cover; middle.

19 Power;

20 ; minute, hour, day, night, morning, summer, winter.

21 Train, ticket; carriage, brake, boat.

22 (a) Bridge, garden; country, road, town, street.
(b) station, school, stage; office, hospital, church.

23 Experience, word; education, language, news.

[અનુસંધાન પૂંઠાને ત્રીજે પાને]

# બેઝિક ઇંગ્લિશ પ્રાથમિક પરિચય

## બેઝિક ઇંગ્લિશ શું છે?

બેઝિક ઇંગ્લિશ એટલે અંગ્રેજી ભાષાની સાદી આવૃત્તિ કહી શકાય. એ ભાષા વિશે પંડિત જવાહરલાલ નેહરૂ આ પ્રમાણે કહે છે:

"કેટલાક વિદ્વાનોએ ઘણાં વર્ષોના શ્રમને અંતે એક સાદી અંગ્રેજી ભાષાની રચના કરી છે, જે સામાન્ય અંગ્રેજીથી ભિન્ન ન લાગતી હોવા છતાં અજબ સરળતાવાળી છે. એનો આખો શબ્દકોશ અને વ્યાકરણ એક કાગળમાં જ સમાઈ જાય છે, અને ચાલાક માણસ બે ત્રણ અઠવાડિયાંમાં જ તે શીખી શકે. જો કે તે પછી એ નવી ભાષાના વ્યવહાર માટે તાલીમ જોઇએ. જેઓ બેઝિક શીખે છે તેમની પાસે બીજાઓને પોતાના વિચાર જણાવવાનું એક સરસ સાધન આવી જાય છે, અને તે ઉપરાંત સામાન્ય અંગ્રેજી પણ તેઓ તે પછી તુરત શીખી શકે છે. હું માનું છું કે આપણે બહુ મોટા પાયા પર ઇતર ભાષા તરીકે અંગ્રેજી શીખવવી પડશે, અને એમાં આ બેઝિક વધારે અનુકૂળ થશે."

## બેઝિકમાં કેટલા શબ્દો છે?

બેઝિકમાં માત્ર ૮૫૦ શબ્દો જ છે. અને એમાંના અર્ધા જેટલા તો દુનિયાનો અનુભવ ધરાવનાર દરેક ગુજરાતીને આવડતા હોય છે. જેમકે એવા

પરિચિત શબ્દો આ પુસ્તિકાનાં અંદરનાં બન્ને બાજુનાં પૂઠાં ઉપર આપેલા છે. જો અંગ્રેજી મૂળાક્ષરો આવડતા હશે અને રેલ્વે સ્ટેશનોનાં નામ તમે વાંચી જાણતા હશો, તો આ બધા શબ્દો પણ તમને જુના ઓળખીતા જેવા લાગશે. જો એ બધા શબ્દોને ગુજરાતીમાં "મેનેજર", "લેવલ", "ફાધર" : આમ લખ્યા હોત તો તમે તે તુરત ઉકેલી શકત. પણ આ શબ્દો અંગ્રેજીમાં છાપેલા છે, એટલે જરા ભેજું કસવું પડશે એટલું જ.

આ બધા શબ્દો એક સરખો સંબંધ ધરાવતા શબ્દોના વર્ગવાર ગોઠવેલા છે. જેમકે 'ફાધર', 'મધર', 'બ્રધર', 'સિસ્ટર', એ બધા એક જ ગ્રુપમાં તમે જોશો. આવી રચના હોવાથી કેટલાક શબ્દો તેમના વર્ગના અનુસંધાને પણ તમે યાદ કરી શકશો. આમ આટલા શબ્દો તમને પરિચિત હોય, અથવા તમે પરિચિત કરી લો, એટલે પછી લગભગ એટલા જ શબ્દો શીખવાના બાકી રહે છે.

પણ આ તો માત્ર બેઝિકની ભાષા રચના પૂરતી જ વાત થઈ. તમે બેઝિક શીખ્યા પછી માત્ર વાર્તાઓ જ કે એવું સાહિત્ય વાંચવા માગતા હો તો આટલા શબ્દો બસ થઇ પડે. પણ બેઝિક શીખનારનો અંતીમ હેતુ બીજાં ક્ષેત્રોનું જ્ઞાન વધારવાનો હોય છે. ધારો કે તમે બીઝનેસને અંગે કે વિજ્ઞાનના અભ્યાસને અંગે બેઝિક શીખવા માગતા હો. આવાં જુદાં જુદાં ક્ષેત્રો માટે બેઝિકના ૮૫૦ ઉપરાંત પચાસ પચાસ શબ્દો વધારે જાણવા પડે છે. આવા શબ્દો તમે બેઝિકનાં જુદાં જુદાં પુસ્તકોમાં શોધવા બેસો તો તમારો આરો ન આવે. તેથી તમારે જાણવા જરૂરના બધા શબ્દો "સંપૂર્ણ બેઝિક શબ્દકોશ" એ પુસ્તકમાં આપેલા છે. વળી એ શબ્દોના ઉચ્ચાર જાતે શીખવા માટેની પણ એવી નવીન પદ્ધતિ એ પુસ્તકમાં યોજી છે કે શીખવનાર તમારી સામે બેસીને ઉચ્ચાર શીખવે એવી જ સ્પષ્ટતાથી એ પુસ્તક તમને બધા શબ્દોના ઉચ્ચાર શીખવી શકશે.

અહીં એક વાત કહેવાની ખાસ જરૂર છે કે બેઝિકનું પાઠ્ય પુસ્તક શીખતી વખતે તમારે "મીનીંગબુક" જેવી કોઇ ચીજની જરૂર નથી. બેઝિકમાં શબ્દો તદ્દન ઓછા હોવાથી એને પાઠવાર મીનીંગબુકના રૂપમાં ગોઠવ્યા હોય તો બેઝિક શીખી લીધા પછી એ મીનીંગબુક તમારે નકામી થઇ પડે. પણ આ શબ્દકોશ તો એ પછી પણ તમને કામ લાગી શકશે.

## એ. બી. સી. ડી. કેમ શીખવી ?

અંગ્રેજી મૂળાક્ષરોથી અજ્ઞાત હોય એવા આ પુસ્તિકા વાંચનારામાં ભાગ્યે જ કોઇ હશે. છતાં જેઓને એ જ્ઞાન ન હોય તેમણે શરૂઆતમાં જ અંગ્રેજી અક્ષરો બરાબર શીખી લેવા જોઇએ. અને તે કોઇ પણ એકસર્સાઇઝ બુક-માંથી મળી શકે તેમ છે. માટે પહેલી તકે તે શીખી લો.

ત્યારબાદ પોષ્ટની કે ટેલીફોનની ડીરેકટરીમાંથી જેટલાં બની શકે એટલાં નામ મેળવી તે વાંચો અને લખો. છાપેલા અક્ષરો પહેલી અને બીજી લિપિમાં લખાય છે. જેમકે Jawaharlal Nehru. પણ તે લખતી વખતે ત્રીજી ચોથી લિપિનો પ્રયોગ કરવો જોઇએ. જેમકે *Jawaharlal Nehru.*

આ અક્ષરો લખતી વખતે ચોથી એબીસીડીના અક્ષરોના કદનો ખાસ ખ્યાલ રાખવો જોઇએ, કેમકે તે બધા અક્ષરો એક સરખા કદના નથી, તેમ બધા એક જ દિશામાં લંબાતા પણ નથી. એ બધો ખ્યાલ આવે માટે આ નીચે બધા અક્ષરોના કદ પ્રમાણે વર્ગ ગોઠવ્યા છે, એ પ્રમાણે ખ્યાલ રાખી લખવાથી સુંદર અને સુવાચ્ય અક્ષરો લખતાં ફાવી જશે :

*aceimnorsuvwx*

સામાન્ય કદના

*bdhklt* ઉપર લંબાતા — *gjpqy* નીચે લંબાતા — *f* બંને બાજુ લંબાતા

## શબ્દોના ઉચ્ચાર કેમ શીખવા ?

કોઇ પણ ભાષામાં ઉચ્ચારની સ્પષ્ટતા એ બહુ જરૂરી વસ્તુ છે; કેમકે શબ્દોના ઉચ્ચાર માત્રથી જ બોલનારની શિષ્ટતાની પરીક્ષા થઇ જાય છે. અને અંગ્રેજીમાં તો શબ્દના ઉચ્ચારમાં શબ્દના કયા ભાગ ઉપર ભાર દેવો એ પણ એક મહત્વનો પ્રશ્ન છે. આથી અંગ્રેજી શીખનારે ઉચ્ચાર ઉપર ખાસ ધ્યાન આપવું જોઇએ.

હવે આપણને ઘણા અંગ્રેજી શબ્દો પરિચિત હોય છે ખરા. પણ આપણે તેના ઉચ્ચાર ઘણાખરા ખોટા કરતા હોઇએ છીએ. જેમકે "સ્ટેશન" અને

"ટેબલ", એ બે અતિપરિચિત શબ્દો લઇએ. "સ્ટેશન" શબ્દનો ઉચ્ચાર કરતી વખતે ઘણા ગુજરાતીઓ 'શ' ઉપર ભાર આપીને "સ્ટેશન" એમ ઉચ્ચાર કરે છે. પણ ખરા ઉચ્ચારમાં 'સ્ટે' ઉપર ભાર દઇને "સ્ટેશન્" આમ ઉચ્ચાર થવો જોઇએ. વળી "ટેબલ" શબ્દના ઉચ્ચાર વખતે આપણે 'બ' આખો બોલી "ટેબલ" એમ ઉચ્ચાર કરીએ છીએ. પણ સાચી રીતે બોલતાં એ 'બ' અને 'લ' બન્ને અર્ધા ઉચ્ચારાય છે, અને 'ટે' ઉપર વજન આવે છે. તેથી ખરો ઉચ્ચાર "ટેબ્લ્" આમ થાય.

એ જ પ્રમાણે "ફાધર" શબ્દમાં આપણે 'ફા' ના 'આ' ને જોઇએ તેટલો લંબાવતા નથી. પણ ખરી રીતે 'ફા' લાંબા શ્વાસથી ઉચ્ચારાવો જોઇએ. અને તેથી તેનો ઉચ્ચાર "ફા-ધર્" આમ થાય.

આ બધી ઉચ્ચારની આંટીઘૂંટીઓ સામાન્ય રીતે પુસ્તકો ઉપરથી અંગ્રેજી શીખનારને મૂંઝવે છે. અથવા તો તેની ગૂંચ ન ઉકેલી શકતાં તે ખોટા ઉચ્ચાર શીખે છે. આ મુશીબત ટાળવા માટે બેઝિક માટે ખાસ તૈયાર કરેલા શબ્દકોશમાં પ્રમાણભૂત ગણાતા અંગ્રેજી કોશોમાંથી ઉચ્ચારો જોઇ, થોડાં નવાં ચિહ્નો તથા તદબીરોનો પ્રયોગ કરી, બધા ઉચ્ચારો સંપૂર્ણ રીતે સ્પષ્ટ કરી બતાવ્યા છે. જો કે એમ કરતાં લેખક અને કંપોઝીટરને તકલીફ ઘણી પડી છે, પણ પ્રમાણમાં શીખનારનું કામ એટલું જ સરળ થયું છે. માટે શીખનારે એ તૈયાર કરી આપેલી વસ્તુનો પૂરેપૂરો લાભ ઉઠાવવા ન ચૂકવું. શરૂઆતમાં બધા પરિચિત શબ્દોના ઉચ્ચાર તથા અર્થ બરાબર સમજી લેવાથી કામ વધુ સરળ થશે. અને પછી અર્ધા જ શબ્દો શીખવાના રહેશે તે જરૂર મુજબ શીખતા જવાશે.

## બેઝિકનું વ્યાકરણ કેમ શીખવું ?

કોઇ પણ નવી ભાષા શીખવી શરૂ કરતાં તેના વ્યાકરણનો પ્રશ્ન આપણી સામે પહેલો આવી ઊભે છે. અને ઘણા શીખનારાઓને આ "વ્યાકરણ" શબ્દ સામે જ બાલ્યાવસ્થાના કપરા અનુભવથી એવી સૂગ બંધાઇ ગઈ હોય છે, કે એ સૂગને લીધે તો તેઓ નવી ભાષા શીખવાની હિંમત પણ કરી શકતા નથી. એવા બધા માટે એક ખુશ ખબર આપવાની કે બેઝિકમાં વ્યાકરણ નથી જ એમ કહીએ તો પણ ચાલી શકે. આ વસ્તુ સમજવા જેવી છે. સામાન્ય રીતે 'વ્યાકરણ'માં આપણને જે વસ્તુ ખાસ કંટાળો આપે છે તે વ્યાકરણમાં

આવતી અનિયમિતતાઓ અને બારીક ગુંચવણીઓ હોય છે. અને બેઝિકમાં વ્યાકરણ નથી એનો અર્થ એ કે બેઝિકમાં આવી અનિયમિતતાઓ કે ગુંચવણી આંગળીને વેઢે ગણાય તેટલી છે. પણ એ સિવાય "Son=પુત્ર" અને "Sons=પુત્રો" આમ 's' લગાડવાથી બહુવચન થાય, એ વસ્તુ જો કે વ્યાકરણનો વિભાગ છે, છતાં આવા સર્વમાન્ય નિયમોથી આપણે કંટાળતા નથી. અને બેઝિકમાં જે થોડા નિયમો છે તે આ પ્રકારના છે.

હવે આ થોડા નિયમો શીખનાર વ્યાકરણ તરીકે જુદા શીખવા માગે તો તે તેની ઇચ્છાની વાત છે. એવા શીખનારા માટે ઉપર જણાવેલા શબ્દકોશમાં જ પાછળ એ બધા નિયમો બે પાંચ વાર વાંચવાથી સમજાઇ જાય એવી રીતે ટૂંકમાં ગોઠવી આપ્યા છે. અને એ ઉપરાંત "બેઝિક ઇંગ્લિશ" એ લેખમાળામાં બીજી ઘણી ઉપયોગી ચર્ચા સાથે આ નિયમોની પણ સંપૂર્ણ ચર્ચા કરી છે. એટલે તાત્ત્વિક દૃષ્ટિએ શીખવા ઇચ્છનારને એ પુસ્તક ઉપયોગી થઇ પડશે. પરંતુ એને બદલે બેઝિકના પાઠય પુસ્તકનો અભ્યાસ કરતાં જ્યારે પણ આવો કોઇ નિયમ અથવા 'ટ્રિક' જોવામાં આવે ત્યારે તે અનાયાસે જ આવડી જાય છે. આ બધી વસ્તુ એવી સરળ રીતે અને આપોઆપ થાય છે કે શીખનારને પોતે વ્યાકરણ જેવું કાંઇ શીખે છે એવું ભાન પણ થતું નથી.

## બેઝિકથી કેટલી શકિત આવે છે?

બેઝિક એ મર્યાદિત ભાષા છે ખરી, પણ એ મર્યાદાની અંદર રહીને એટલું બધું કામ થઇ શકે છે કે એને અંગે બેઝિક માનસશાસ્ત્ર અને ભાષાશાસ્ત્રમાં એક અદ્દ્ભુત શોધ મનાય છે. વાર્તાઓ, શાસ્ત્રીય વિષયો, રાજ્ય પ્રકરણ, નાણા વ્યવહાર, બોલપટના સંવાદો, ધંધાદારી પત્રો અને એવું બીજું ઘણું બેઝિકની મર્યાદામાં આવી શકે છે. અને તે બધી દિશામાં વિપુલ સાહિત્ય પણ ખેડાવા લાગ્યું છે. એ બધા સાહિત્યના પરિચય માટે આ ગ્રંથમાળામાં એક જુદી જ પુસ્તિકા છે. અને એ પુસ્તિકામાં બેઝિકમાં પત્રવ્યવહાર કરતાં કેમ શીખવું, વૈજ્ઞાનિક વિષયોનો અભ્યાસ કેમ કરવો, વગેરે ઉપયોગી બાબતો ચર્ચેલી તમે જોશો. પણ શીખનારના દૃષ્ટિબિંદુથી હાલ માત્ર એટલું જ કહેવાનું કે શીખનાર બેઝિક શીખ્યા પછી પોતાનો કોઇ પણ વિચાર બેઝિક દ્વારા વ્યક્ત કરી શકે અને અંગ્રેજી જાણનારો કોઇ પણ માણસ તેને સમજી શકે.

## સ્ત્રીઓ એઝિક શીખી શકે ?

આ પ્રશ્ન એકંદર અવાસ્તવિક છે. છતાં અમારા ઉપર આવા પણ પ્રશ્નો આવે છે માટે તેનો ખુલાસો કરવાની જરૂર છે. બહેનો પુરુષોથી કાંઇ જુદી દુનિયાનાં પ્રાણી નથી કે તેઓ એઝિક શીખી ન શકે. જે કોઇ ગુજરાતી લખેલું વાંચી સમજી શકવાની શક્તિ ધરાવતું હોય તે બધાં આ ગ્રંથમાળાથી એઝિક શીખી શકે. અને અમને કહેતાં હર્ષ પણ થાય છે કે ઘણાં શિષ્ટ કુટુંબના મુરબ્બીઓ પોતાની પત્ની કે પુત્રીને પોતાની કક્ષાએ લાવવા માટે અમારા કલાસમાં જોડે છે, અને એ બહેનો આશ્ચર્યકારક પ્રગતિ બતાવે છે. ખરૂં જોતાં કન્યાઓને ઉચ્ચ કેળવણી આપનારી શાળાઓ ગુજરાતમાં બહુ ઓછી હોવાથી બહેનોને આવી કેળવણી આવા જ કોઇ માર્ગે લેવી પડે છે. અને તેથી એઝિકની જરૂર પુરૂષો કરતાં પણ વધારે તો સંસ્કારી કુટુંબમાં જવા છતાં નાનપણમાં પિતાને ત્યાં અંગ્રેજી કેળવણી સંપાદન ન કરી શકેલી બહેનોને છે. અને જો બહેનો આ પ્રમાણે એઝિકમાં તૈયાર થઇ શકી હોય તો તેથી તેઓ પોતે એક વિશાળ સાહિત્ય જગતના સંસર્ગમાં આવે છે એ લાભ તો છે જ, પણ સૌથી મોટો લાભ તો એ છે કે તેઓ પોતાનાં બાળકોને બહુ રસપૂર્વક શીખવી શકવાની સ્થિતિમાં આવી જાય છે.

## બાળકો એઝિક શીખી શકે ?

બાળકો જે ઉમરે પરભાષાનો અભ્યાસ કરવા જેટલી શક્તિવાળાં થાય છે તે ઉમરે એઝિક જરૂર શીખી શકે. પરંતુ બાળકો માટેનું એઝિક એ આ ગ્રંથમાળાની મર્યાદા બહારનો વિષય છે, એટલે અહીં તેની ચર્ચા અસ્થાને છે. તેમ છતાં "એઝિક સાહિત્ય પરિચય" એ પુસ્તકમાં એઝિક ભણેલી માતાઓ પોતાનાં બાળકોને એઝિક શીખવી શકે એ સંબંધી સૂચનાઓ હશે. એ સિવાય માત્ર પુસ્તકથી જ બાળકને પરભાષા શીખવવી શકય નથી.

## એઝિક શીખ્યા પછી ?

એઝિક શીખ્યા પછી શીખનારની મહત્વાકાંક્ષા Modern Review જેવાં પત્રો વાંચવા તરફ જરૂર દોટશે. અને એ વસ્તુ શકય છે. આ વિષયની સંપૂર્ણ ચર્ચા માટે એક જુદા જ પુસ્તકની જરૂર હોવાથી હાલ તે વિષયને આટલેથી જ રહેવા દઇએ.

○

# "BASIC STEP BY STEP"

## પુસ્તક પરિચય

### બેઝિકનું પાઠ્ય પુસ્તક શું છે?

દરેક બેઝિક શીખવા ઇચ્છનાર પાસે બેઝિકનું પાઠય પુસ્તક "Basic Step by Step" હોવું જોઇએ. એ પુસ્તક મળી ગયા પછી આ ગ્રંથમાળાનાં પુસ્તકો એ પુસ્તક શીખવનાર શિક્ષકની ગરજ સારશે. કેમકે એ પુસ્તકમાં તો માત્ર પાઠ જ આપ્યા છે. પાઠના અર્થ, તેની સમજુતી, અઘરા મુદ્દાઓ ઉપર ચર્ચા, એ બધું તો શિક્ષક જ આપી શકે. અને તે તમને આ ગ્રંથમાળામાં મળશે. અને તે ઉપરાંત પણ આ ગ્રંથમાળામાં બીજું મૌલિક તત્વ છે. પણ તેની ચર્ચાની અહીં જરૂર નથી.

હવે આ પાઠયપુસ્તક બેઝિકના મૂળ ઉત્પાદક C. K. Ogden એ લખેલું છે, અને તે ટાઇમ્સ ઓફ઼ ઇન્ડિયા પ્રેસમાંથી રૂા. ૧–૧૪ ૦ની કિંમતે મળે છે. જો તમારા ગામમાં ટાઇમ્સની એજન્સી હશે તો ત્યાંથી આ ભાવે જ મળશે. નહિતર વી.પી.થી મંગાવતાં થોડું પોસ્ટ ખર્ચ ચડશે તે જુદું. એ પુસ્તક મંગાવવા માટે નીચે મુજબ પત્ર લખવો (એબીસીડી શીખ્યા પછી તમને એટલી નકલ કરતાં તો આવડશે જ.) :—

[ તારીખ ]
*Date*..................

*To:-*
THE TIMES OF INDIA PRESS,
Basic Department,
BOMBAY.
[પોસ્ટકાર્ડ ઉપર આ જ સરનામું કરવું.]

*Dear Sirs,*

Please send me one copy of "Basic Step by

Step" per V. P. P. to my address as under :-

..................................................

[ અહીં તમારૂં પૂરૂં સરનામું ૧લી એબીસીડીમાં લખો. ]

..................................................

......................

Yours truly
[ તમારી સહી ]
...............

આમ આઠમે દિવસે એ પુસ્તક તમારે આંગણે આવીને પડશે.

## એ પુસ્તકમાં શું શું છે?

"Basic Step by Step"નો અભ્યાસ શરૂ કરતા પહેલાં એ પુસ્તકની યોજનાથી માહિતગાર થવું જરૂરનું છે.

પુસ્તક ખોલતાં જ એક વાળેલા કાગળ પર બેઝિકના બધા શબ્દો તથા વ્યાકરણના નિયમો આપેલા તમે જોશો. શબ્દોમાં પહેલા કોલમમાં અંગ્રેજી ભાષાના હાડપિંજર રૂપ ૧૦૦ શબ્દો આપેલા છે. એ બધા શબ્દોના અર્થ તો આવડવા જ જોઇએ. પણ તે ઉપરાંત એ દરેક શબ્દ વાક્યમાં વાપરતાં પણ સાથેસાથ શીખી લેવું જોઇએ. એટલે ૧-૧૦ પાઠોમાં મળીને આ બધા શબ્દો વપરાયા છે, એ દરેક પાઠમાં આ ૧૦૦માંનો કોઇ શબ્દ પહેલી વાર વાંચવામાં આવે ત્યારે એના ઉપયોગ ઉપર ખાસ ધ્યાન દેવું આવશ્યક છે.

ત્યારબાદ ૪૦૦ સામાન્ય વસ્તુઓ, ક્રિયાઓ, સ્થિતિઓ વગેરેનાં નામ આવે છે. અને તે પછી ૨૦૦ એવાં નામ આવે છે જેનાં ચિત્ર આપી શકાય. એ પછી ૧૦૦ વિશેષણો આવે છે, અને છેવટે એ વિશેષણોમાંનાં કેટલાંકના વિરૂદ્ધ ભાવસૂચક ૫૦ વિશેષણો આવે છે. પાઠોમાં પણ આવાં પરસ્પર વિરોધી વિશેષણો બનતાં સુધી સાથે જ આવે છે, અને તે સાથે જ શીખવાં હિતાવહ છે. જેમકે Black-white વગેરે.

એ પછી બેઝિક વાકયોના બે નમૂના આપેલા છે. અને છેવટે 'Summary of Rules' એ મથાળા નીચે બેઝિક માટેના ભાષાના નિયમો (ઉર્ફે વ્યાકરણ) આપેલ છે. એ બધાની સમજુતી તમને "શબ્દકોશ"માંથી મળશે.

એ પછી પુસ્તકના Part I માં થોડી સિદ્ધાંતિક ચર્ચા આવે છે. આ ચર્ચા સાથે શીખનારને સંબંધ નથી. અને એ જ પ્રમાણે Part III માં Notes છે, એ પણ શીખનાર માટે નકામી છે. એ બન્ને વિભાગ શીખવનાર માટે છે. અને એમાંનું ઉપયોગી બધું તત્ત્વ તમને આ ગ્રંથમાળાનાં પુસ્તકો મારફત ગુજરાતી ભાષામાં મળશે. માટે એની ચિંતા જતી કરો.

શીખનારને માટે તો Part IIમાંના ૧–૩૦ પાઠો છે. આ પાઠોની યોજના એવી રીતે કરેલી છે કે ૧–૧૦ પાઠમાં ખાસ જરૂરના ૧૦૦ શબ્દ અને તેના ઉપયોગ ઉપર સંપૂર્ણ તાલીમ એ મુખ્ય હેતુ રહ્યો છે. ૧૧–૨૦ પાઠમાં ભાષાની કેટલીક સામાન્ય ખાસીઅતો શીખવાય છે. અને ૨૧–૩૦ પાઠોમાં ભાષાની બધી ગુંચવણ ભરી ખુબીઓ સમાવી છે. આથી જ એ પાઠો શીખવવા માટેનાં આ ગ્રંથમાળાનાં બે મુખ્ય પુસ્તકો "Guide to Basic Step by Step" અને "બેઝિક સ્ટેપ બાય સ્ટેપ વ્યાકરણ" ને દસ દસ પાઠના ત્રણ ભાગમાં વહેંચી દીધાં છે.

હવે જે શીખવાના પાઠો છે તેની રચના જોઇએ. દરેક પાઠની શરૂઆતમાં તે પાઠમાં આવતા નવા શબ્દો આપ્યા છે. એ શબ્દોમા પણ તે પાઠના વિષય સાથે જ સંબંધ ધરાવતા શબ્દો પહેલા કોલમમાં, જરા દૂરનો સંબંધ ધરાવનારા બીજા કોલમમાં, અને વિશેષણો ત્રીજા કોલમમાં આપેલાં છે. અને એ વિશેષણોમાં પરસ્પર વિરોધી વિશેષણોની જોડીઓ right–left એમ સાથે આપેલ છે. આ બધા શબ્દો પાઠ શરૂ કરતા પહેલાં શીખી લેવા.

આ ઉપરાંત તે પાઠના વિષય સાથે સંબંધ ધરાવતા હોવા છતાં તે પાઠમાં આવી ન શકયા હોય એવા શબ્દો નીચે 'Other words' એ મથાળા નીચે આપ્યા છે. એ શબ્દો બીજા કોઇ પાઠોમાં વપરાવાના છે. હાલ તુરત તો શીખનારે માત્ર તે વાંચી તેનાથી પરિચિત થવા પૂરતું જ કામ છે.

એ પછી પાઠ આવે છે. દરેક પાઠમાં કોઇ પણ નવો શબ્દ પહેલી વાર વપરાય ત્યાં ધ્યાન ખેંચવા ત્રાંસા ટાઈપમાં છાપેલો છે.

અને પાઠને અંતે તે પાઠ ઉપર થોડા પ્રશ્નો તથા તેના જવાબ આવે

છે. આ પ્રશ્નો શીખનાર જાતે પોતાને પૂછી, તેનો પોતે આપેલો જવાબ પુસ્તકમાં આપેલ જવાબ સાથે સરખાવી, પોતાના જ્ઞાનની કસોટી કરી શકે એ માટે જ છે.

આવી રીતે ૩૦ પાઠ પૂરા થયા પછી ત્રીજા ભાગમાં Notes આવે છે, તેમાં શીખનારને ઉપયોગી એક જ વસ્તુ છે. એ નોંધોની શરૂઆતમાં તે તે પાઠમાં વપરાએલા ૧૦૦ માંના જરૂરી શબ્દો આપેલા છે. અને તે શબ્દો બહુ ઉપયોગી હોવાથી તેના ઉપર એ બધી નોંધો છે. અને કોઇ કોઇ નોંધોને અંતે આવા શબ્દોમાં પરસ્પર વિરોધી શબ્દોની જોડીઓ હોય તે આપેલી છે. જેમકે this–that. આ યાદશક્તિને મદદ કરવા માટે છે.

છેવટ બધા શબ્દોનું કક્કાવારી લિસ્ટ છે, અને તેમાં કયો શબ્દ કયા પાઠમાં અથવા કયા પાઠની નોંધમાં આવી ગયો તે બતાવ્યું છે. આનો ઉપયોગ ભવિષ્યમાં કોઇ શબ્દ ભૂલાઇ ગયો હોય તો પાઠમાં શોધી તે તાજો કરી જવા પૂરતો છે.

અને ત્યારબાદ બેઝિકમાં લખેલાં જે પુસ્તકો એ પુસ્તક લખનાર પાસેથી મળી શકે છે તેનું લિસ્ટ છે. એ ઉપરાંત પણ બીજાં ઘણાં પુસ્તકો મળી શકે છે. પણ તેની ચર્ચા યોગ્ય સમયે.

## પાઠ કેવી રીતે શીખવા ?

હવે આ બધા પાઠો શીખવામાં તમારે નીચેનાં ત્રણ પુસ્તકોની જરૂર પડશે :

(ક) "સંપૂર્ણ બેઝિક શબ્દકોશ" : આ પુસ્તકમાંથી તમે પાઠમાં વપરાએલા શબ્દોના ઉચ્ચાર તથા અર્થ જાણી શકશો. તે ઉપરાંત કોઇ વિશિષ્ટ અર્થવાળો શબ્દસમૂહ વપરાયો હશે તેનો પણ અર્થ જાણી શકશો. અને વ્યાકરણની કોઇ વિગત માટે શંકા ઉત્પન્ન થાય તેનું સમાધાન મેળવી શકશો. આટલું થયા પછી તમે પાઠનો ગુજરાતી અનુવાદ કરવા તૈયાર થશો.

(ખ) "Guide to Basic Step by Step" : ઉપર મુજબ તમે પાઠનો અનુવાદ કર્યો હોય તે તમે આ પુસ્તકમાં સરખાવી કાંઇ ભૂલો હોય તો તે સુધારી શકશો. એ સંબંધી સંપૂર્ણ સૂચનાઓ એ પુસ્તકમાં જ આપી હશે.

(ગ) "બેઝિક સ્ટેપ બાય સ્ટેપ વ્યાકરણ": ઉપર મુજબ ચેક કરતાં કોઇ એવી ભૂલ હોય જેનું સમાધાન તમે ન મેળવી શકો, ત્યારે આ પુસ્તક તમારૂં એ સમાધાન કરી દેશે. અનેક જાતની તાસીરવાળાં ભાઇબહેનોને ટપાલ મારફત બેઝિક શીખવ્યા પછી બધાને શી શી મુશ્કેલીઓ પડે છે એ બાબતનો મળેલો અનુભવ આ પુસ્તકમાં ઉતર્યો છે માટે એવું ભાગ્યે જ બનશે કે તમને કાંઇ મુશ્કેલી પડે અને તેનો સંતોષકારક જવાબ આ પુસ્તક આપી ન શકે.

## છતાં ન સમજાય તો?

તેમ છતાં એવી કોઇ વાકયરચના આવે જે તમે તમારી જાતે આ કોઇ પુસ્તકથી સમજી ન શકો તો તમારૂં ટિકિટ—સરનામાવાળું કવર કલાસમાં મળવાથી તમને પડતી મુશ્કેલીઓના સંતોષકારક ખુલાસા કરી આપવામાં આવશે. તમે ગ્રંથમાળાના ગ્રાહક હો યા ન હો, ભલે તમે પુસ્તકો છૂટાં ખરીદ કર્યાં હોય, છતાં તમને આ સગવડ મળશે જ. અને આમાં કાંઇ ઉપકાર જેવી વસ્તુ જ નથી. તમારી માફક અનેક જણાએ પોતાની મુશ્કેલીઓ પૂછી એથી જ શીખનારાને કયાં મુશ્કેલી પડે છે એનો અમને ખ્યાલ આવી શકયો છે. અને એ અનુભવમાંથી જ આ ગ્રંથમાળા ઉત્પન્ન થઇ છે. માટે તમારી મુશ્કેલીઓ અમને અનુભવે સમૃદ્ધ કરશે. પરંતુ આ ભલમનસાઇ સાથે એક શિસ્તપાલન અમે કડક રીતે કરીશું. અને તે એ કે પુસ્તકમાં પૂરેપૂરૂં વાંચ્યા વિના તમે ઉડાઉ રીતે કોઇ મુશ્કેલી પૂછી હશે તો એના જવાબ માટે બરબાદ કરવા જેટલો સમય અમારી પાસે સિલકે ન હોવાથી તમે મોકલેલી ટિકિટનો બીજા કોઇ ઉત્સાહી શીખનારા ઉપર કાગળ લખવામાં અમે ઉપયોગ કરીશું!

## બેઝિક આવડયાની પરીક્ષા શી?

ઉપર મુજબ અભ્યાસ કરતાં તમે "સ્ટેપ બાય સ્ટેપ" ના ૩૦ પાઠ પૂરા કરો એટલે તમારો વાંચતાં શીખવાનો અભ્યાસ પૂરો થયો. પણ એ અભ્યાસ કેટલો સંગીન થયો છે એનું માપ કાઢવું જોઇએ. એ માટે "The country of the Blind" એ વાર્તા છે. આ વાર્તા બેઝિકમાં જ છે, પણ તેની ભાષા ખૂબ અઘરી છે; કેમકે એક સિદ્ધહસ્ત અંગ્રેજ લેખકની લખેલી એ મૂળ વાર્તામાં આકર્ષક છતાં અટપટી રચના આવે છે. આ કલાસના

સંચાલકે તેને બેઝિકમાં એવી રીતે ઉતારી છે કે તેમાં બેઝિકના લગભગ બધા શબ્દો અને અઘરી વાકયરચનાઓનો પ્રયોગ થઇ ગયો છે. એટલે જો એ વાર્તા તમે સમજપૂર્વક વાંચી શકો તો સમજવું કે પછી તમે બેઝિકનું કોઇ પણ પુસ્તક વાંચી શકશો. જો વાંચી ન શકો તો "સ્ટેપ બાય સ્ટેપ"ના પાઠો ફરીથી જોઇ જવા.

વળી આ વાર્તાની મુખ્ય ખૂબી તો એ છે કે એક વખત તે સમજી લીધા પછી તે તમારા ટેબલ પર પડી હોય ત્યાં સુધી તમે કદી ભણેલું ભૂલી શકશો નહિ. કેમકે એકાદ મહિને તે વાંચતા પા કલાક ભાગ્યે જ લાગે, અને એ પા કલાકમાં તો આખા બેઝિકનું પુનરાવર્તન થઇ જાય.

આટલી શક્તિ મેળવ્યા પછી તમારે વાંચવાના સાહિત્ય વિશે તથા જ્ઞાનનો વિકાસ કરવાની યોજના વિશે સંપૂર્ણ સૂચનાઓ આપતાં ત્રણ પુસ્તકો પણ આ ગ્રંથમાળામાં છે તે તમને ખૂબ ખૂબ ઉપયોગી થશે. પણ હાલ તો એ બધી બહુ દૂરની વાત છે.

વળી ઓમર ખય્યામની રૂબાઇઅતો એ પણ તમે કેટલું બેઝિક જાણો છો એની પરીક્ષા માટે ઉપયોગી થઇ પડશે. એ ફારસી કવિની વિરલ પ્રસાદી તથા તેનું વિવેચન બધું બેઝિકમાં જ છે. એમાંથી તમારી શક્તિ અનુસાર સમજો, અને ન સમજાય તો સમજાય એટલી શક્તિ મેળવો. એના ઉપર તમને નહિ કોઇ સૂચના આપે કે નહિ અનુવાદ. કેમકે નહિતર તમે તમારા પગ ઉપર ઊભા રહેતાં કયારે શીખો !

## લખતાં-બોલતાં કેમ શીખાય ?

ઉપર જે બધી વાત થઇ તે બેઝિકમાં લખેલું વાંચવા સંબંધે થઇ. પણ તે ઉપરાંત લખવા તથા બોલવાની ફાવટ પણ આવી જવી જોઇએ. એમાં બોલવાની ફાવટ આવવાનો આધાર તો ભૂલો પડવાથી તમે કેટલા ઓછા ડરો છો તેના પર છે. ઉચ્ચ કેળવણી લીધેલા ઘણા માણસો ઝડપબંધ નથી બોલી શકતા એનું કારણ એ કે તેઓને ડગલે અને પગલે વ્યાકરણની ભૂલ પડવાની બહીક લાગે છે. અને એને બદલે ફેંકેબાજ માણસો સાચું ખોટું ભરડયે રાખે છે, અને એમ કરતાં તેઓની હિંમત કેળવાઇ જાય છે અને ભૂલ ભાગ્યે જ થાય છે, અથવા થાય તો પણ તે તરફ ધ્યાન દેવાની ફુરસદ પણ કોઇકને જ હોય છે. માટે સારૂં બોલતાં શીખવું હોય તો જેમ તેમ ફેંકયે રાખો.

પણ લખતાં શીખવાનો ક્રમ તેથી તદ્દન વિરૂદ્ધ છે. બોલતી વખતે તો સામા માણસ ઉપર આપણી હિંમત જ છાપ પાડી દે છે, અને તેથી ભૂલ તેમાં ઢુંકી જાય છે. પણ લખાણમાં બાળપોથી ભણતા વિદ્યાર્થી જેવું લખાણ થાય તો તે અસર ઉપજાવવામાં નિષ્ફળ જાય છે. આથી લખાણમાં એક પણ ભૂલ ન આવે તેની કાળજી રાખવી અનિવાર્ય છે.

માટે લખતાં શીખવાની તાલીમ સ્હેલા તરજુમાથી કરવી જોઇએ. જેમકે "ગાઇડ"માં ૧લા પાઠનો અનુવાદ લો. એ ગુજરાતી અનુવાદ ઉપરથી તેનો તમારી જાતે અંગ્રેજી અનુવાદ કરવા પ્રયાસ કરો. જ્યાં ભૂલ થવાનો સંભવ હશે એ ભાગ ભારે ટાઇપમાં છાપેલો હશે, તેથી ત્યાં કાળજી રાખવાનું સૂચન તમને આપોઆપ મળી જશે. કદાચ એવા કોઇ અઘરા મુદ્દાનો અનુવાદ કેમ કરવો તે ન સમજાય તો પાઠની શરૂઆતમાં જ બધા અઘરા મુદ્દાઓ અંગ્રેજીમાં આપ્યા છે, ત્યાં વાંચવાથી તમારે જોઇતો મુદ્દો તમે મેળવી શકશો. અને આ પ્રમાણે આખા પાઠનો અંગ્રેજી અનુવાદ થઇ ગયા પછી "સ્ટેપ બાય સ્ટેપ"-માંના પાઠ સાથે સરખાવો. કોઇ ભૂલ ન સમજાય તો "વ્યાકરણ"ના પુસ્તકમાં જુઓ, અથવા તો "બેઝિક ઇંગ્લિશ" એ પુસ્તકમાં જુઓ. આમ એક પાઠ થયા પછી આગળ ચાલો. આવી રીતે તમે દસ પાઠના અંગ્રેજી અનુવાદ ઠીક ઠીક સાચા કરી શકો તો પણ ઘણું છે.

એ પછી તમારે અનુવાદને બદલે સ્વતંત્ર લેખનનો પ્રયાસ શરૂ કરવો. આ સ્વતંત્ર લેખન કરવા માટે "ગાઇડ"માં ૧૧ મો પાઠ લો. એમાં મથાળે અઘરા મુદ્દાઓની તારીજ આપી હોય એના ઉપરથી એ પાઠના વિષયને અનુકૂળ સ્વતંત્ર વાકયો બનાવો. પાઠય પુસ્તકમાંનાં એને મળતાં વાકયો ઉપરથી તમારાં વાકયો સાચાં છે કે ખોટાં એ પરીક્ષા તમે સ્હેજે કરી શકશો. આવી રીતે ૨૦ પાઠ સુધી કરવું.

એથી આગળ વધવા માટે ૨૧મા પાઠથી ગાઇડમાં જોવાનું પણ બંધ કરવું. માત્ર પાઠમાં શી વસ્તુ આવે છે તે યાદ કરી આખો પાઠ સ્વતંત્ર રીતે લખી લાવવા પ્રયાસ કરો. કદાચ આમાં મુશ્કેલી પડે તો પહેલાં Step by Stepમાં પાઠ વાંચતી વખતે ટૂંકી નોંધો જુદા કાગળ પર ટપકાવી દો. અને તેને આધારે આખો પાઠ તમારી રીતે લખો. આ નુસ્ખો જો તમે અજમાવશો તો તમારી શક્તિ ઘણી જ ખીલી જશે. અને નહિતર પણ બેઝિકમાં બોલવાની તેમ જ પત્રવ્યવહાર કરવાની તમને ફરજ પડશે એને અંગે કેટલીક આવડત તો અનાયાસે જ આવી જશે.

o

# બેઝિક ઇંગ્લિશ કલાસ

## કલાસમાં જોડાવાની જરૂર છે?

ઉપરનું બધું વિવેચન "બેઝિક ઇંગ્લિશ ગ્રંથમાળા"ની મદદથી પોતાની જાતે બેઝિક શીખનારના દૃષ્ટિબિંદુથી કર્યું છે. એટલે સ્હેજે પ્રશ્ન ઉદ્ભવે કે કલાસમાં જોડાવાની જરૂર છે કે નહિ, અથવા તો કલાસમાં જોડાનારે શી રીતે કામ કરવું, વગેરે. આ બધા પ્રશ્નોના જવાબ દીધા પહેલાં એક વસ્તુ સ્પષ્ટ કરવાની જરૂર છે. શરૂઆતમાં ટપાલ મારફત બેઝિક શીખવવાની યોજના અમે ચાલુ કરી ત્યારે એ કોર્સ માટે આ બધું સાહિત્ય તૈયાર કર્યું. અને જેમ જેમ શીખનારા વધતા ગયા તેમ તેમ તેમાં ઉત્તરોત્તર ફેરફાર થતાં થતાં છેવટ તે બધું સાહિત્ય સ્થાયી રૂપમાં આવી ગયું ત્યારે કલાસની જરૂરિયાત પૂરતી "મર્યાદિત આવૃત્તિ" બહાર પાડવાનો અમે નિશ્ચય કર્યો. અને એક પુસ્તક એ રીતે છપાયું પણ ખરૂં. હવે આવી રીતે કોરસ્પોન્ડન્સ કલાસ માટે તૈયાર થએલું સાહિત્ય કોઇ પણ સંસ્થા જાહેરમાં વેચવા માટે બહાર પાડતી નથી હોતી, એ તો કદાચ વાચકને ખ્યાલમાં જ હશે. કેમકે "કોર્સ" તરીકે કોઇ પણ લખાણની જે કિંમત ઉપજે છે તે "પુસ્તક" તરીકે ઉપજી શકતી નથી. પણ અમે તો પ્રચારના મુખ્ય હેતુથી "કોર્સ" નો ભાવ પ્રથમથી જ પુસ્તક જેટલો રાખ્યો હતો, એટલે અમે આ પુસ્તકો જાહેરને નિઃસંકોચ વેચી શકીએ છીએ.

આ બધું લખવાનો હેતુ એ છે કે વાચકને ખ્યાલમાં આવે કે આ ગ્રંથમાળામાં અમારા અનુભવનો નિતાર આવી જતો હોવાથી જો તે મહેનતુ શીખનાર હશે તો આ ગ્રંથમાળા જ તેને બસ થઇ પડશે.

પણ જો એવા કોઇ વાંચનારા હોય જે: (૧) ભણેલું પાછું ભૂલી જતા હોય, (૨) ઉત્તેજના વગર કામ કરી ન શકે એવા આળસુ કે દીર્ઘસૂત્રી હોય, (૩) આ પુસ્તકમાં આપેલી કે બીજી કોઇ એવી છાપેલી સૂચનાઓ વાંચી પચાવી શકે તેમ ન હોય અને તેથી તેમને હજુ હળવા સ્વરૂપમાં સૂચનાઓની જરૂર હોય, (૪) પોતે કરેલું કામ પોતાની જાતે ચેક ન કરતાં બીજા પાસે તે કરાવવાની જેમની ઇચ્છા હોય; તો તેઓ કલાસમાં જોડાઇ શકે છે.

## કલાસમાં ક્યારે જોડાવું ?

આમ છતાં અમે હૃદયપૂર્વક એમ ઇચ્છીએ છીએ કે આ ગ્રંથમાળાના ગ્રાહકો જેમ બને તેમ ઓછે ખર્ચે બેઝિક શીખે. એટલે તેમની સગવડને ખાતર કલાસમાં જોડાવાની નવી યોજના અમે ચાલુ કરી છે. બેઝિક શીખવા ઇચ્છનાર પ્રથમ આ " બેઝિક ઈંગ્લિશ ગ્રંથમાળા "ના ગ્રાહક થાય, અને બને ત્યાં સુધી પોતાની જાતે અભ્યાસ કરવા પ્રયાસ કરી જુએ. એ પછી અનુભવ લેતાં જો એમ લાગે કે કલાસમાં જોડાયા વિના પોતે આગળ વધી શકે તેમ નથી તો જ માત્ર વધારાની ફી ભરી કલાસમાં જોડાય. આ યોજનાથી તમારી હિંમત ચાલુ જ રહેશે; અને સંભવ છે કે તમને કલાસમાં જોડાવાની કદી જરૂર જ ન પડે.

## કલાસની ફી શું છે?

આ કલાસમાં જોડાવાની ફી હિંદમાં રૂા. ૧૨ અને હિંદ બહાર શીલીંગ ૨૫ છે. આ ફીમાંથી નીચેની વસ્તુઓ મળે છે:

(ક) બેઝિક ઈંગ્લિશ ગ્રંથમાળાનાં બધાં પુસ્તકો.

(ખ) Basic step by Step. અથવા જેમણે આ પુસ્તક જાતે ખરીદ્યું હોય તેમને એ પુસ્તકને બદલે, તેમની માગણી હશે તો, ગ્રંથમાળાનાં પહેલાં આઠ પુસ્તકોની અકેક નકલ વધારે અપાશે.

(ગ) બધા પત્રવ્યવહાર માટે આાડીનું પોસ્ટેજ માફ.

(ઘ) અગાઉ આપેલી સૂચનાઓમાં જે જે વસ્તુ શીખનારે જાતે ચેક કરવાની છે તે બધી અહીં મોકલતાં ચેક કરી અપાશે.

(ઙ) શીખનારની કોઇ પણ મુશ્કેલીનું સમાધાન

(ચ) જેઓ પ્રથમ ગ્રંથમાળાના ગ્રાહક તરીકે નોંધાયા હોય અને પછી કલાસમાં જોડાવાના નિશ્ચય પર આવે તેમને કલાસની ફીમાંથી તેમણે ગ્રંથમાળાના લવાજમ પેટે આપેલ રકમ બાદ અપાશે. એટલે કે ગ્રંથમાળાના હિંદના ગ્રાહકો રૂ. ૭ અને હિંદ બહારના ગ્રાહકો શીલીંગ ૧૫ વધુ આપવાથી તેઓ કલાસનો લાભ લઇ શકશે.

## ગ્રંથમાળામાં કેમ જોડાવું ?

"બેઝિક ઇંગ્લિશ ગ્રંથમાળા" જેમાં ૧૬ પુસ્તકો અપાય છે તેની જુદી જાહેરાત તમે આ પુસ્તકમાં અન્યત્ર જોશો. એ પુસ્તકો છૂટાં ખરીદનારને કિંમત છૂટક ભાવે દેવી પડશે, અને પોસ્ટેજ પણ જુદું આપવું પડશે. પણ રૂા. ૫–૧૨–૦ ની કિંમતનાં એ બધાં પુસ્તકો માટે અગાઉથી માત્ર રૂા. ૫ ડીપોઝીટના આપી ગ્રાહક થનારને એ બધાં પુસ્તકોની કિંમતમાં રૂા. ૦–૧૨–૦ ની બચત થશે અને ઉપરાંત પોસ્ટેજ માફ રહેશે. એ પુસ્તકોમાંનાં પહેલાં ચાર તો ડીપોઝીટ મળે કે તુરત જ મોકલાશે, કેમકે તે માર્ચ '૩૯ આખરમાં બહાર પડવાનાં છે. એ પછીનાં પુસ્તકોની શીખનારને તુરત જરૂર પડવાની નથી. છતાં બનતી ઉતાવળે તે છપાતાં રહેશે, અને જેમ જેમ છપાતાં જાય તેમ તેમ ગ્રાહકો ઉપર મોકલાતાં રહેશે. અને એમ કરતાં ગ્રાહકોને એક વર્ષમાં એ બધાં પુસ્તકો મળી જશે.

આવી રીતે આ બધાં પુસ્તકો બહાર પડી ગયા પછી તે ખરીદવા ઇચ્છનારે તેને ચાલુ કિંમતે જ ખરીદવાનાં રહેશે. અને એ વખતે તેમને પોસ્ટેજ માફ પણ મળી નહિ શકે, તેમ જ ગ્રંથમાળાના અગાઉના ગ્રાહકોને વધારાનું લવાજમ ભરી કલાસમાં જોડાવાનો જે હક્ક છે તે પણ આપોઆપ નાબૂદ થશે. ટૂંકમાં ગ્રંથમાળાના ગ્રાહક તરીકે મળતા બધા લાભો ગ્રંથમાળાના અગાઉથી ગ્રાહક થનારાઓ માટે જ છે. કેમકે એમની જ સહાનુભૂતિના બળે આ ગ્રંથમાળા હસ્તીમાં આવી શકી હોવાથી તેઓ જ માત્ર એ લાભ મેળવવા હક્કદાર છે. એમણે વાવેલું બીજાઓ લણવાની ઇચ્છા ધરાવે એ અયોગ્ય છે.

આ ગ્રંથમાળામાં જોડાવા માટે માત્ર તમારૂં નામ, સરનામું અને લવાજમ નીચેને સરનામે મોકલી આપવા સિવાય બીજું કાંઇ તમારે કરવાનું નથી. આફ્રિકા વગેરે દૂરના સ્થળના ગ્રાહકોએ પોતાના પોસ્ટલ ઓર્ડર રજીસ્ટર્ડ કવરમાં મોકલવા કૃપા કરવી.

સંચાલક

**બેઝિક ઇંગ્લિશ કલાસ**

**લાઠી** : કાઠિયાવાડ

૦

[અનુસંધાન પૂંઠું પૃ. ૨ ઉપરથી]

24 Book, print; library.

25 Design; art, music, story.

26 ; father, mother, brother, sister, son, daughter, baby, boy, friend, family, man.

27 Judge; manager, secretary, servant, expert, porter, representative.

28 Group, order, rule; committee, company, meeting, society, system, authority.

29 Tax, prison; government, war, gun, fight, law, nation, flag, peace.

30 (a) Trade, credit, list, value, exchange, note, price, rate, profit, offer, transport, receipt, market, store, sign, mark, trouble, change; debt, advertisement, competition, business, loss, property, insurance, parcel, payment, error, writing, money, industry.

(b) control, balance; agreement.

31 Request, protest; statement, argument, discussion.

32 Time, number, condition, part, machine, dress, cloth; quality, instrument, metal, building, science, knowledge.

33 Name, colour, taste, weight, limit, level, measure, sound, face; size, power.

34 (a) Shame, hope, love, doubt; attraction.

(b) ; attention, idea, opinion, theory.

(c) ; memory.

35 Start, touch, jump, wash, stop, view, shock, walk, work, play, talk, bath, lift, kiss, test; drink, shake.

36 (a) ; connection, digestion.

(b) ; driving, teaching, reading.

37 (a) Blue, new, ready

(b) Good–bad, first–last, right–left, tight-loose, young-old, private-public, black-white, clean-dirty, male-female, bright–dark, separate–mixed.

38 Automatic, beautiful, complete, electric, equal, free, married, military, mixed, political, regular, safe, smooth, sweet.

# બેઝિક ઈંગ્લિશ ગ્રંથમાળા

પોતાની જાતે બેઝિકમાં તૈયાર થવા ઈચ્છનારાઓ માટે નીચેનાં ૧૬ પુસ્તકો ઉપયોગી થઇ પડશે. તેમાંનાં પહેલાં ત્રણ તો બહાર પડી ચૂક્યાં છે. બાકીનાં ક્રમવાર છપાતાં રહેશે. અગાઉથી આ ગ્રંથમાળાના ગ્રાહકો થનારા માટે પોસ્ટેજ સહિત કુલ કિંમત રૂ. ૫ (હિંદ બહાર શીલીંગ ૧૦) છે. આ ગ્રાહકોને ક્લાસમાં જોડાવા જરૂર પડે તો ક્લાસની ફીમાંથી આ ગ્રંથમાળાનું લવાજમ તેમને કાપી અપાશે. વળી આ ડીપોઝીટની રકમમાંની બચત તેઓ પોતાને ખર્ચે પાછી પણ મંગાવી શકશે.

૧. બેઝિક ઈંગ્લિશ પ્રાથમિક પરિચય [શરૂઆત કરનારના બધા પ્રશ્નોના ઉત્તર] ૦—૨
૨. સંપૂર્ણ બેઝિક શબ્દકોશ અને વ્યાકરણ સાર [અભ્યાસીને અનિવાર્ય] ૧—૦
૩. ગાઇડ ટુ "બેઝિક સ્ટેપ બાય સ્ટેપ" : ભાગ ૧ [પાઠવાર અનુવાદ તથા તે પાઠોના બધા અઘરા મુદ્દાની તારીજ. પાઠ ૧-૧૦] ૦—૨
૪. "બેઝિક સ્ટેપ બાય સ્ટેપ" વ્યાકરણ : ભાગ ૧ [ઉપરના અઘરા મુદ્દાઓ પર ચર્ચા] ૦—૨
૫. ગાઇડ ટુ "બેઝિક સ્ટેપ બાય સ્ટેપ" : ભાગ ૨ [પાઠ ૧૧-૨૦] ૦—૪
૬. "બેઝિક સ્ટેપ બાય સ્ટેપ" વ્યાકરણ: ભાગ ૨ [નં. ૫ની સાથે વાંચવાની] ૦—૪
૭. ગાઇડ ટુ "બેઝિક સ્ટેપ બાય સ્ટેપ" : ભાગ ૩ [પાઠ ૨૧-૩૦] ૦—૬
૮. "બેઝિક સ્ટેપ બાય સ્ટેપ" વ્યાકરણ:ભાગ ૩ [નં. ૭ની સાથે વાંચવાની] ૦—૬
૯. બેઝિક ઈંગ્લિશ ['કુમાર'માંની લેખમાળા, બેઝિકનું વિહંગાવલોકન.] ૦—૧૨
૧૦. "The Country of The Blind" : in Basic [બધા બેઝિક શબ્દોનું પુનરાવર્તન કરતી આ રસિક વાર્તા તમને કદી ભણેલું ભૂલવા નહિ દે.] ૦—૮
૧૧. આંધળાઓનો દેશ [ઉપરની વાર્તાનો ગુજરાતી અનુવાદ] ૦
૧૨. બેઝિક સાહિત્ય પરિચય [શીખનારને વાચન માટે મૂંઝવતા બધા પ્રશ્નોના સરળ ઉકેલ]
૧૩. બેઝિક શીખ્યા પછી [એક સંપૂર્ણ યોજના જેની મદદથી અંગ્રેજી માસિકો વાંચવા સુધીની શક્તિ શીખનાર આપબળે કેળવી શકે] ૦
૧૪. બેઝિક પછી શીખવાના શબ્દો [ઉપરની યોજનાની પૂર્તિ]
૧૫. ગુજરાતમાં પ્રચલિત ૨૦૦૦ અંગ્રેજી શબ્દો [આ પુસ્તક વાંચ્યા પછી તમે કેટલા બધા અંગ્રેજી શબ્દો જાણો જ છો તે જોઇ તમે આશ્ચર્ય પામશો] ૦
૧૬. "Rubaiyat of Omar Khayaam" : in Basic [ફારસી કવિ ઉમર ખય્યામની આ વિરલ પ્રસાદી કોઈ અદ્દ્ભુત વસ્તુ છે] ૦—

૫—૦

આજે જ તમારું લવાજમ મોકલી આપી સમય અને પૈસા બચાવો :

બેઝિક ઇંગ્લિશ ક્લાસ · લાઠી · કાઠિયાવાડ

સ્વાધીન મુદ્રણાલય : રાણપુર